# મેસ્મેરીઝમ

અને

# હીપ્નોટીઝમ.

( પ્રાણ પ્રયોગ અને પ્રાણાકર્ષણ વિદ્યા. )

લેખક અને પ્રકાશક,

પં. મંગળદાસ ઇશ્વરદાસ.

સરસપુર—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ    સંવત ૧૯૮૨    પ્રત ૨૦૦૦

[ પ્રકાશક મંગળ પુસ્તક ગ્રંથાવલી સંખ્યા ૭ ]

ધી ફાઉન્ટ પ્રીન્ટીંગ વર્કસમાં મગનલાલ મણીલાલ પટેલે છાપ્યું. કપાસીયા બજાર—અમદાવાદ

કિંમત રૂ.

# પ્રસ્તાવના.

આ જગતમાં અનેક પ્રકારની વિદ્યાઓ યાને જ્ઞાન લેવાનાં સાધનો છે. પરંતુ દરેક પ્રાણી એકાદ વિદ્યામાંજ પ્રવિણ હોય છે. અને સર્વે વિદ્યાઓ એક્કી સાથે સંપુર્ણ રીતે જાણી શકતો નથી. તેમજ એકજ વસ્તુ જુદા જુદા સાધનો મારફતે જોઇ અને અનુભવી શકાય છે. આ પુસ્તક તૈયાર કરવાનો મુખ્ય હેતુ અને ઉદ્દેશ એજ છે કે ઋષિ મુનીઓના વખતની જુદી જુદી ચમત્કારીક વિદ્યાઓ જનસમાજ સમક્ષ મુકવી જેથી લોકો તેને અનુભવે અને ઠગારા લોકોથી છેતરાય નહિ.

કેટલાક બાવાઓ જાદુગરો અને મહંતનાં પદ ધારણ કરનારા જુદા જુદા પ્રકારના ચમત્કારો દુનીઆને દેખાડે છે, જેથી ભોળા લોકો એમજ માને છે કે આવા અદ્દભુત પ્રયોગો તો મનુષ્ય શકિતની બહાર છે. અને જે લોકો દેવાંશી હોય યા દેવની પુરતી સાધનાવાળો હોય તેજ કરી શકે છે. પરંતુ તેવું કશુંજ હોતું નથી. મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, યોગવિદ્યા અને કેટલાક હાથ ચાલાકીના પ્રયોગો હોય છે અને તે મનુષ્ય શક્તિની અંદરજ હોયછે.

કાળા માંથાનો માનવી ધારે તે કરી શકે છે. તે કહેવત સૌ કોઇ જાણે છે. વળી પ્રભુના અવતારોએ પણ જે દુનીઆમાં કર્યું તે પણ મનુષ્યદેહ ધરીનેજ કર્યું છે.

આ પુસ્તકમાં દરરોજની જીંદગીમાં ઉપયોગી થાય તેવા મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, ભવિષ્ય જાણવાની જુદીજુદી રીતો, જાદુઈ ખેલો, વૈદ્યક, હુન્નરો, વિગેરે વિગેરે પ્રયોગો બતાવવામાં આવ્યા છે. જેથી લોકોને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડશે.

આશા છે કે આ લઘુ પુસ્તક અનુભવથી બનાવવામાં આવ્યું છે. છતાં તેમાં ખામી હોય તો વાંચકો તેને સુધારી વાંચવા કૃપા કરશો તેમજ નવીન કાંઇ ઉમેરવા જેવું હોય તો સુચના રૂપે અમારા ઉપર આવેથી તેનો યોગ્ય અમલ કરવામાં આવશે.

| | |
|---|---|
| સરસપુર | લી. સેવક, |
| **અમદાવાદ.** | **પા. મંગળદાસ ઇશ્વરદાસ.** |



# પ્રકરણ પહેલું.

## મેસમેરિઝમ અને હીપનોટીઝમ.

યાતો

## પ્રાણપ્રયોગ.

આ જગતમાં જુદીજુદી જાતની અનેક વિદ્યાઓ છે અને દરેક પ્રકારની વિદ્યાને જાણવાને જુદા જુદા પ્રકારનાં સાધનો પણ સાથે તૈયાર હોય છે. આવી દરેક જાતની વિદ્યા જગતમાં ઉપયોગી હોય છે. અને એક યા બીજા રૂપમાં જગતની વાસના ઉદ્ધારની સીઢીરૂપ થઇ પડે છે. પરંતુ સર્વે વિદ્યા શીરોમણી વિદ્યા પ્રાણપ્રયોગ યાતો મેસમેરિઝમ નામની વિદ્યા છે. આ વિદ્યા અનુભવ્યા પછીથી જ્ઞાની પુરૂષો ભગવાન તરીકે આ દુનીઆમાં ઓળખાયા. અને મુર્ખ અને લંપટ માણસો વિદ્વાન તરીકેની ખ્યાતિ પામ્યા છે.

આ વિદ્યા દરેક ઋષિમુનીઓનું તેમજ યુદ્ધમાં લઢતા લડવૈયાનું ધ્યેય હતી અને અનેક પ્રકારના અદ્દભુત કિસ્સાઓ અને પ્રયોગો પ્રાચીનકાળમાં જે જે કરવામાં આવતા, તે આ વિદ્યાનાજ પ્રતાપ હતા. આ વિદ્યા નષ્ટ થવાનું મુખ્ય કારણ તો એજ છે કે આ વિદ્યાના જ્ઞાની યા જાણકાર મરતાં સુધી પોતાના શિષ્યને પણ બતાવતા નહિં અને

જે જુજ માણુસો આ વિદ્યા જાણુતા હતા તે માણુસોએ સ્વાર્થીની ખાતર સ્વછંદપણે આ વિદ્યાનો ઉપયોગ કર્યો ને એવી રીતે મહત્વ ખંડાઇ ગયું અને આખરે આ વિદ્યા ભારતવર્ષમાંથી લય પામી ગઈ.

ઉપર કહ્યા મુજબ એકજ વસ્તુ જાણવાને જુદા જુદા પ્રકારની વિદ્યાઓ હોય છે. દરેક માણુસને પોતાનું ભવિષ્યમાં શું થશે તેની વધારે ચિન્તા હોય છે અને ભવિષ્ય જાણુવાની ઘણી ઘણી જુદી જુદી રીતો આર્યગ્રંથોમાં છે. ગ્રહોની ગતિ ઉપરથી કેટલાક પ્રયોગોથી તેમજ મેસમેરીઝમથી પણુ ભવિષ્ય જોવાય છે. આ ઉપરાંત મેસમેરીઝમથી ત્રીકાળજ્ઞાન પ્રાપ્ત થઇ સકે. અને આ દુનિઆની દરેક ખુણાની વાત પ્રાણુપ્રયોગ યા મેસમેરિઝમની વિદ્યાથી જાણી શકાય છે.

વળી મેસમેરીઝમ યા હીપ્નોટીઝમના પ્રયોગોથી જુદા જુદા પ્રકારના રોગવાળા મનુષ્યો સાજા અને રોગનિવૃત્ત થાય છે. આવી રીતે રોગ મટાડવાની પદ્ધતિ હિંદુસ્થાનમાં પ્રથમથીજ છે. ઉજાણી, દોરો, તાવીજ અને ફુંક અને ખાવાની ભભુતિ વિગેરે વિગેરે મેસ્મેરિઝમના પ્રયોગથી તૈયાર કરેલી વસ્તુઓ પાસે રાખવાથી આ સ્પર્શ થવાથી જુદા જુદા રોગ મટે છે.

પાશ્ચાત્ દેશોમાં મેસ્મેરિઝમ અને હીપ્નોટીઝમના પ્ર-

યોગથી રોગોના નાશ કરનારી મોટી મોટી સસ્થાઓ હોય છે. અને આ વિદ્યા જાણનાર “ મેરેકલમેન ” જાદુઇ માણસ આ દેશમાં આવી હજારો રૂપીઆ પેદા કરી જાય છે. જેથી મેસમેરિઝમ યા હીપ્નોટીઝમની દરેક માણસે ખાસ જાણવાની જરૂર છે ને જેથી કરીને સરળ અને સાદી ભાષામાં આ વિદ્યા જુદા જુદા પ્રકરણમાં જણાવવામાં આવી છે.

---

# પ્રકરણ ૨ જું.

## મેસ્મેરિઝમ યા પ્રાણપ્રયોગની વિદ્યા પ્રાપ્ત કરવાની જરૂરી લક્ષણો.

જગતમાં કોઇપણ વસ્તુ સાધ્ય કરવી હોય તો પ્રથમ પોતે ઉચ્ચ પંકતીના મનુષ્ય બનવું જોઇએ, અને દરેક પ્રકારની નીતિ સાચવી જે મનુષ્ય આ દુનીઆમાં વર્તે છે તે મનુષ્ય સર્વ કોઇ ઉપર પોતાનો પ્રભાવ બેસાડી શકે છે. જ્યારે માણસ બહારના દેહ આચારવિચારથી શુદ્ધ હોય છે ત્યારે મન પણ શુદ્ધ હોય છે. અને જેનું મન શુદ્ધ તેના વિચાર અને બુદ્ધિ શુદ્ધજ હોય છે અને જ્યારે કર્મેન્દ્રીયો અને જ્ઞાનઈન્દ્રીયો શુદ્ધ હોય તોજ પ્રાણ પણ શુદ્ધતાવાળા અને બળ હોય છે. આપણે કહીએ છીએ કે

અમુક માણસના શુદ્ધ ચારિત્ર્ય આગળ આપણે કશુંજ બોલી શકયા નહિ એનો અર્થ એજ કે તેના શુદ્ધ અને પવિત્ર પ્રાણની સીધી છાપ તમારા હૃદયમાં પડે છે અને તમારા પ્રાણને પોતા તરફ ખેંચે છે જેથી તમે તે માણસ જે કહે છે તે હા એ હા કહેશો.

એકજ મનુષ્યમાં રહેલો પ્રાણ બીજા મનુષ્યના પ્રાણને ખેંચી શકે છે અને પ્રાણમાં મુખ્ય ગુણ આકર્ષવાનોજ હોય છે. પરંતુ જેમ સારામાં સારો હીરો કચરાથી વીંટાઇને કાદવમાં પડયો હોય, જ્યાં તેની પ્રતિભાનું જરાયે જોર નથી, તેમ મલીન આચારવિચારના દેહમાં રહેલા પ્રાણનું જોર યા શકિત નકામી જાય છે તો પ્રાણપ્રયોગ યા મેસ્મેરિઝમના પ્રયોગ કરતા પહેલાં માણસ સદ્દવર્તનવાળા અને શુદ્ધ વિચારવાળા થવું જોઇએ.

આ ઉપરાંત મેસમેરિઝમ કરનાર માણસનું ચિત્ત શાંત રાખવું જોઇએ, તેમજ દ્રઢ સંકલ્પ અને વિચાર વડે શાંત, ધીરા અને અસર કરનારા શબ્દો જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તેને કહેવા જોઇએ, તેમજ પ્રયોગ કરનાર માણસે એવો દ્રઢ વિચાર મનમાં લાવવો જોઇએ કે હું વિચાર કરૂંછું અને હું જે કહુંછું તે પ્રમાણેજ થવું જોઇએ. તેમજ કોઇપણ જાતનો ભય રાખવો જોઇએ નહિ તેમજ આ વિદ્યાનો ઉપયોગ કરવામાં સ્વાર્થબુદ્ધિ બીલકુલ રાખવી

નહિ. અને કેવળ લોકસેવાને અર્થે જેને કાર્યો કરવાં હોય તે કરવાં. તેમજ આ વિદ્યાનો ઉપયોગ કોઇપણ મનુષ્યને ખોટી રીતે નુકશાન કરવાનો હોવો ન જોઇએ.

# પ્રકરણ ત્રીજું.

## પ્રયોગમાં જરૂરી સિદ્ધાન્તો.

જે માણસ મેસમેરિઝમ કરનાર છે તેને વિધાયક યા પ્રયોગ કરનાર કહે છે. અને જેના ઉપર પ્રયોગ કરવાનો છે, તેથી દરેક વસ્તુને વિધેય કહેવામાં આવે છે. વિધાયકની યોગ્યતા અને શું શું સિદ્ધાન્તો જોઇએ તે આપણે ઉપલા પ્રકરણમાં કહી ગયા છીએ. પરંતુ વિધેય કેવી જાતનો હોવો જોઇએ તે ખાસ જોવાનું છે. જે માણસ ઉપર આ પ્રયોગ કરવાનો હોય તે માણસને આ વિદ્યા ઉપર સંપુર્ણ શ્રદ્ધા હોવી જોઇએ. તે ઉપરાંત વિધાયક ઉપર પણ શ્રદ્ધા હોવી જોઇએ. વળી વિધાયકે જેમ બને તેમ વિધેય તરીકે પોતાનો પરિચયવાળો માણસ રાખવો જોઇએ. અને જેમ બને તેમ પોતાના કરતાં ઓછી આત્મ-શક્તિ ધરાવનાર ઉપર આ પ્રયોગની અસર જલદી થઇ શકે છે. ગુજરાતી કહેવત છે કે "પોતાની આંખમાં સમાય તેવા માણસને નોકરી રાખવો" આ વિદ્યામાં આંખની દૃષ્ટિ સ્થીર કરી પ્રયોગ સિદ્ધ કરી શકાય છે.

## પ્રયોગમાં પ્રથમ જરૂરી પગથીયું
## ટાટક યા દૃષ્ટિની એકાગ્રતા કરતાં શીખવું.

ટાટક એ યોગમાં યોગનું એક અવશ્ય સાધન છે. જ્યાંસુધી ટાટક સિદ્ધ નથી કર્યું ત્યાંસુધી વિધાયક પોતે અથવા સામાને સમાધિષ્ટ કરી શકતો નથી વાસ્તે ટાટક સિદ્ધ કરવું.

ટાટકનો અર્થ એજ છે કે પોતાની આંખોની દૃષ્ટિને અસ્થિર નહિ રાખતાં સ્થિર રાખવી. એટલે જે એક બીન્દુ ઉપર નજર ઠરાવી હોય તે બિન્દુ ઉપરથી દૃષ્ટિ લગારે ખસવી ના જોઈએ. માણસની આંખો વારંવાર અને પળે પળે આઘીપાછી થયા કરે છે અને તે ચપળ હોય છે અને ટાટક સિદ્ધ કરનારની આંખ સ્થિર થાય છે અને જેટલા પ્રમાણમાં ટાટક સિદ્ધ કરવામાં આવે તેટલાજ પ્રમાણમાં મેસમેરિઝમ યા પ્રાણપ્રયોગની સફળતા સમજવી.

ટાટક સિદ્ધ કરવામાં વિધાયકે પોતે સુર્યોદય થયા પછી નવ વાગ્યા સુધીમાં અને સાંજના પાંચથી સાત વાગ્યા સુધી એક એકાંત ગુફા અથવા એકાંત ઓરડામાં શુદ્ધ થઈ બેસીને પ્રયોગ કરવાનો છે તે જગ્યા એવી હોવી જોઇએ કે જ્યાં કોઇનો અવાજ આવતો ના હોય યા બીજાં આવરણ ન નડવાં જોઈએ, કે જેથી સ્થિતિની એકાગ્રતામાં વાંધો આવે. આવા એકાંત સ્થળ મળ્યા બાદ તેમાં પદ્માસન

વાળી બેસવું. (પદ્માસન જમણો પગ ડાબી જાંગના મૂળપર તથા ડાબો પગ જમણી જાંગના મૂળપર ચઢાવવો, પલોઠી વાળી બેસવું) ત્યાર બાદ એક લીલો કાગળ પુંઠા ઉપર સફાઇથી ચોંટી તેની વચમાં અડધા પૈસા જેટલું દેશી રૂશનાઇનું એક ગોળ કાળું બીન્દુ યા ટપકું કરવું, અને તે કાગળ પોતે જ્યાં બેઠો હોય તેથી સવા હાથના અંતરે મુકવું જોઇએ. અને તે કાગળમાંજ કાળું ટપકું છે તે ઉપર પોતાની દૃષ્ટિ સ્થિર કરવી આવી રીતે દૃષ્ટિ લગાડતાં પ્રથમ આંખોમાંથી પાણી નીકળશે. જે ખોટી ગરમી છે અને તે પાણી નીકળવા દેવું અને પાંપણને મીંચાવા ના દેવી. આવી રીતે પાંચ સાત દિવસ પાણી નીકળશે અને આંખોમાં લાલાશ આવશે. પરંતુ તેથી ગભરાઇ યા કંટાળીને મુકી ના દેવું. જો કદાચ પાંપણ શરૂઆતમાં મીંચાઇ જાય તો ફરી આંખ ઉઘાડીને જોવું. એમ વારંવાર કરવાથી આંખ સિદ્ધ થશે અને જ્યારે આંખની ચંચળવૃત્તિ નાશ પામશે ત્યારે તે આંખો દેવચક્ષુ સમાન થશે, અને આખરે ટાટક સિદ્ધ થયું ગણાશે.

હવે આપણે જોઇશું કે આંખ સ્થિર થઇ છે તે શા ઉપરથી જાણવું. પ્રથમ તો જે કાળા ટપકા ઉપર આપણે આંખ ઠેરવવાની શરૂઆત કરી હોય છે તે કાળું ટપકું જ્યારે આપણને સફેદ દેખાય અને તે ટપકા યા બીન્દુ અને આંખની સામે એક તેજસ્વી આભાસનો શેરડો જોડાઇ

ગયેલો માલમ પડે. એટલે કે બીન્દુ અને આંખની દૃષ્ટિ સ્થિર થઇ છે અને જેમ જેમ તે સફેદ જણાતા બીન્દુ તરફ આપણે જોયા કરીશું તેમ તેમ ઘણા ઘણા ચમત્કારો દેખાશે. તેમજ જ્યારે વીસ મીનીટ ઉપરાંત આંખ સ્થિર થયાની સ્થીતી ઉપર માણસ આવશે ત્યારે આ બીન્દુની અંદર અનેક પ્રકારના પહાડ પર્વતો જુદી જાતના મહેલો દેશો, ગોલોક, વૈકુંઠ વીગેરે જણાશે.

---

# પ્રકરણ ચોથું.

## ટાટક સિદ્ધ થયા બાદ પ્રાણપ્રયોગ કરવાની રીત.

જેના ઉપર મેસમેરિઝમ કરવાનું હોય તે માણસ વિધાયકનાથી ઓછી તાકાતનો હોવો જોઇએ. વળી તેને વિધાયક અને આ વિદ્યામાં સંપુર્ણ ભરૂસો હોવો જોઇએ (જોકે વિધાયક ટાટક સંપુર્ણ રીતે સિદ્ધ કરી શકયો હોય તો પોતાનથી ગમે તેટલા વધુ શક્તિવાળા માણસના ઉપર પણ મેસમેરિઝમ કરી શકશે.

પ્રથમ મેસમેરિઝમનો પ્રયોગ કરવાનો વખત સુર્યાસ્ત પછીનો રાખવો જોઇએ. સ્થળ તરીકે એકાંત ઓરડો યા ગુફા કે જેની અંદર અવાજ આવતો ન હોવો જોઇએ તેવી એકાંત જગામાં બે ખુરશીઓ અથવા ખુરશીઓ જેટલી

ઉંચાઈનું બેસવાનું બીજું સાધન રાખવું જોઈએ. એક ખુરશી ઉપર વિષય ( જેના ઉપર પ્રયોગ કરવાનો હોય ) તેને બેસાડવો જોઇએ. વિષેયના પગ જમીન ઉપર બરોબર રીતે અડકવા જોઇએ. જો કદાચ પગ ઉંચા રહેતા હોય તો પગ નીચે કોઇ સાધન મુકી તેના ઉપર બરોબર રીતે પગ અડકવા જોઇએ. આવી રીતે જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તેને વિધેયજ કહેવામાં આવે છે અને હવે પછીથી વિધેય શબ્દ જ્યાં જ્યાં આવે ત્યાં ઉપર પ્રમાણેજ સમજવાનું છે, અને જે પ્રયોગ કરનાર છે તેને વિધાયકના નામથીજ ઓળખવો. જે ખુરશી ઉપર વિધેયને બેસાડયો હોય તેની સામે બરોબર ખુરશી મુકીને વિધાયકે બેસવું. પછી વિધાયકે પોતાના બન્ને પગ વિધેયના બન્ને પગના આંગળા ઉપર સાધારણ દાબથી ફકત આંગળાનોજ ભાગ રાખવો. વિધાયકે પોતાના પગની પાનીઓ વિધેયના આંગળાને અડે નહિ તેવી રીતે રાખવી, અને પછી વિધેયનાં આંગળાંને અડે નહી તેવી રીતે વિષેયનો જમણો હાથ લઇ તેનો અંગોઠો વિધાયકે પોતાના ડાબા હાથના અંગોઠા સાથે મીલાવવો; અંગોઠાની નીચેનો ભાગ પણ અરસપરસ મીલાવી રાખવો, અને વિધાયકે પોતાના ચાર આંગળાં વિષેયના પકડેલા અંગોઠાના પાછળના ભાગની ચામડી ઉપર સાધારણ જોરથી દાબવાં, તેમ વિધેયને પણ કહેવું કે તારાં ચાર આંગળાં મારા અંગોઠાના પાછળના ભાગમાં

સાધારણ જોરથી દબાવ. જાદે બળ દેવું નહી. ફકત સાધારણ જોરથી એકબીજાને પોતાનો અવયવ નથી દબાતો એમ ભાસ થાય એવી રીતે દાબવું એજ પ્રમાણે વિધેયના ડાબા હાથ સાથે વિધાયકે પોતાનો જમણો હાથ મીલાવી રાખવો.

બાદ એક માણસ મીણબત્તી યા તેલનો દીવો એવી રીતે ગોઠવવો કે વિધેયના મુખ ઉપર પૂર્ણ પ્રકાશ પડે. આવી રીતે દીવો ગોઠવ્યા પછી વિધાયકે પોતાની દ્રષ્ટિ વિધેયના મુખના કોઇ ભાગ ઉપર સ્થીર રાખવી અને વિધાયકે જોડેલાં આંગળાં ધીરેધીરે વિધેયને ખબર ન પડે તેવી રીતે દાબતાં જવાં. વધુ દાબવાં નહિ. આ પ્રયોગ કરતાં વિધાયકે વિધેયને ચેતવવો જોઇએ કે તારૂં મન અને ચિત્ત સ્થીર રાખજે. જેથી હું તને કોઈ સ્વર્ગનું સુખ દેખાડીશ. દેવદેવીઓનાં દર્શન કરાવીશ યા તારા સગાનું યા વડીલનું સ્વરૂપ બતાવીશ. વાસ્તે મારા સામી એક દ્રષ્ટિ રાખ. (વખતે વિધેયની આંખ મીંચાય તો મીંચવા દેવી) જો કદાચ ઉંઘ આવે તો જોરથી આંખ ઉઘાડવી નહિ એવી સૂચના કરી પછી વિધાયકે પોતાના મનમાં સંકલ્પ કરવો કે હું ટાટક બળે કરીને વિધેયના શરીરમાં તંદ્રા દાખલ કરૂં છું અને વિધેયને સુવાડું છું. બાદ આગળ મૂર્છા અવસ્થામાં પોંચાડીશ. છેવટ અનુવૃત્તિ લાવી વિધ્ન દ્રષ્ટિમાં મુકીશ. આમ સંકલ્પ કરી પછી પોતાનો પ્રયોગ

શરૂ કરવો, ને પોતાની આંખને વિધેયના મુખ ઉપર કહ્યા પ્રમાણે કોઇપણ અમુક ભાગ ઉપર આંખ નહી લગાડતાં વિધેયની ડાબી આંખની કીકી ઉપર વિધાયકે પોતાની દ્રષ્ટિ લગાડવી. આ વખતે વિધેયની કીકીની અંદર બિન્દુ કલ્પી તે ઉપર વિધાયકે પોતાની દ્રષ્ટિ ચોંટાડવી. કેટલાક લોકો એ ભ્રગુટીન વચ્ચેના ભાગ ઉપર પોતાની દ્રષ્ટિ સ્થીર રાખેછે (બનતા સુધી ઉપર જણાવ્યા મુજબ આંખની કીકી ઉપર દ્રષ્ટિ લગાડતાં શીખવી.) આંખ ઉપરજ આખની દ્રષ્ટિ રાખવાથી તંદ્રાવસ્થા જલદી થાય છે. (તંદ્રાવસ્થાની સાબીતી વિધેયની આંખ મિંચાઈ જવું તેજ) જેમ જેમ વિધેયની આંખ મિંચાયા પછી વિધાયકે પોતાની આંખ તેની આંખ ઉપર એક મીનીટ સુધી ખસેડવી નહિ. આ વખતે વિધેયના જે અંગુઠા દબાયલા હોય તે ધીરે ધીરે વિધેય ના જાણે તેવી રીતે ખસેડી લેવા. અને પછી વિધાયકે કોઇ પણ જાતનો અવાજ યા ગડબડ કર્યા સિવાય ઉભા થઈ જવું. અને તે ખુરશી વિધેયને ખબર ન પડે તેવી રીતે ત્યાંથી ઉપાડીને એક બાજુએ ઉપાડી મુકવી. ત્યારબાદ વિધાયકે પોતે વિધેયની સામે એક હાથ દુર રહેવું અને પોતાના જમણા હાથનો એવી રીતે આકાર કરવો કે જેમ હાથમાં એક શેકીઓ લાડુ પકડયો હોય અને જેવી રીતે હાથનાં આંગળાં અંગેઠો રાખો, તેવી રીતે હાથને કરી પછી વિધેયના કપાળ ઉપર એક ઇંચ

છેટે પોતાનો હાથ એક મીનીટ સુધી રાખ્યા પછી તે હાથ ધીરે ધીરે મોઢા ઉપર લાવી ત્યાંથી વિધેયના એક હાથના પડખા તરફ ધીરે ધીરે ઉતારી કેડ, સાથળ પીંડી અને છેવટ પગના આંગળા સુધી નમતા જવું અને પોતાનો હાથ નમાડતાં નમાડતાં એકદમ જમીનથી જરા અદ્ધર હાથને ખેંચી જેમ મુઠીમાં કાંઇ ચીજ ઝડપથી પકડવાનું કરો તેમ મુઠી વાળી દેવી. પછી એકદમ હાથ ઉપાડી વિધેયના લલાટ ઉપર ઉપરની માફક એક ઇંચ અદ્ધર રહે તેવી રીતે હાથને પ્રથમની માફક જાણે કાંઇ પદાર્થ વાળેલી મુઠીમાંથી ફેંકતા હોઇએ તેમ કપાળ ઉપર ફેંકી પ્રથમની માફક હાથને પાછો કરવો. વળી જેમ પહેલી વખત કર્યું તેમતેમ પડખા તરફ ફરી કરવું. આવી રીતે ક્રિયા યા પ્રયોગ કરવો. આવી ક્રીયાને લંબવાસ અથવા માર્જન કહે છે. આવી રીતનું માર્જન પંદર મીનીટ બંન્ને પડખા તરફ થઈને કરવું. ક્રિયા કરતી વખત વિધાયકે પોતાની દૃષ્ટિ વિધેયની ભ્રકુટીના મધ્ય ભાગમાં રાખવી. અને આ ક્રિયા કરવાથી વિધેયની જે આંખો મિંચાણી છે તે ભારે થઈ જશે. આ વખત દરમિયાન વિધાયકે પોતાનું દ્રષ્ટિ ટાટક ત્યાંથી ખસેડવું નહિ. તેમ પોતે હિંમતવાન થવું કે હમણાં હું એને સુવાડી દેઇશ. આવી રીતે વીશેક મીનીટમાં વિધેય સુઇ જશે અને તંદ્રાવસ્થા પુર્ણ પ્રાપ્ત થશે. બાદ બે મિનીટ વિધાયકે વિશ્રામ લેવો અને પાછુ માર્જન

કરવું, એટલે વિધેય નિંદ્રાવસ્થામાં આવી જશે બાદ વળી વિધાયકે બે મિનીટ સુધી આરામ લેવો પછી આગળ માફક સામા ઉભા રહી માર્જન કરવાથી મૂર્છાવસ્થા પ્રપ્ત થશે. ખાત્રીને માટે તપાસ કરવા સારૂ વિધેયનો હાથ તમારે ઉપાડવો. અધર કરી માથા સુધી લઇ જઈ ત્યાં ઉંચો રાખવો તો તે પ્રમાણે રહેશે બીજા હાથ પણ જ્યાં રાખશો ત્યાં રહેશે આ વખતે તમે વિધેયના કોઇ ભાગમાં કોઈ હાથ લગાડશો યા ચોંટી ખણશો તોપણ તે જાગૃત થશે નહિ અને એક મુડદાની માફક ખુરશી ઉપર માથું ઢાળી તે પડયો રહેશે. જેવી રીતે શરીરના કોઇપણ ભાગ ઉપર ઓપરેશન કરવું હોય તો ડાકટરો તેને કલોરોફોરમ સુંઘાડે છે. અને ત્યાર બાદ ગમે તે અવયવ ઉપર વાઢકાપ કરે છે છતાં દરદીને કાંઇ જણાતું નથી તેવીજ રીતે મૂર્છાવસ્થામાં લાવેલા વિધેયના શરીરના કોઇ પણ ભાગ ઉપર ઓપરેશન યા કાપ મુકવામાં આવે તો તે માણસને કાંઇ લાગતું નથી તેમજ ગમે તેટલો અવાજ થતો હશે છતાં તેને તે સાંભળી શકશે નહિ. આવી સ્થીતી ઉપર વિધેયના લાવ્યા પછી વિધાયકે પાંચ મિનીટ થોભવું. ત્યાર બાદ ઉપર જણાવ્યા મુજબ ફરીવાર માર્જન કરવું. વળી તપાસવું કે હાલ વિધેય કેવી સ્થીતીમાં છે. વિધાયકે વિધેયના સામા ઉભા રહી પોતાના મોંઢા વતી જુદી જુદી જાતના ચાળા કરવા. ને જેવી રીતે વિધાયક ચાળા કરશે તેવીજ

રીતે વિધેય પણ સામા ચાળા કરશે. આવી રીતે વિધેય જ્યારે કરે ત્યારે સમજવું કે તે નિર્વિકલ્પ સ્થીતીને પ્રાપ્ત થયો. એટલે કે દુનીયાના કોઇ પણ અણુની તેની અસર નથી.

---

# પ્રકરણ પાંચમું.

## વિધેયની વિશ્વદ્રષ્ટિ

યા

## જે પુછે તેનો જવાબ આપવા બાબત.

ઉપર મુજબની છેલ્લી સ્થીતી થયા બાદ વિધાયકે પાંચ મીનીટ સુધી આરામ લેવો, અને પછીથી ફરીવાર માર્જન કરવું. આવી રીતે ત્રણેક મિનીટ માર્જન કરશો તે દરમ્યાન તો વિધેયની વિશ્વદ્રષ્ટિ થઇ જશે. ત્યારબાદ વિધાયકે વિધેયના સામા બેસવું અને આસપાસ એકાદ બે માણસ પ્રેક્ષક તરીકે ઉભા હોય તેમને થોડે દુર ઉભા રહેવા જણાવવું અને પછીથી વિધાયકે વિધેયને ભુત વર્તમાન અને ભવિષ્યકાળના સવાલ પુછવા, યા બીજુ ચોરાઇ ગયેલી વસ્તુ યા બીજી જે જે જાતના સવાલો પુછશો તે બધાનો જવાબ વિધેય અથથી ઇતિ સુધી બતાવશે દાટેલું દ્રવ્ય, ખોવાયેલું માણસ યા ગમે તેવા જે સવાલ વિધેયને પુછવામાં આવશે તે બધાનો જવાબ આપશે.

આ ઉપરાંત છુપા કાગળના શબ્દો, વિધેયના મુખ આગળ ધરી વિધાયક કહેકે આ વાંચી આપો તેજ વખતે વિધેય અભણ હશે તો પણ વાંચી શકશે. મુદ્દામાં એજ કે આવી રીતે મેસમેરીઝ્મ કરેલા માણુસ દ્રષ્ટિ ભુત વર્તમાન અને ભાવિષ્ય કાળ જોઇ શકે છે અને વિધેયને દીવ્યદ્રષ્ટિ થાવાથી ઉપર કહ્યા મુજબના બધા સવાલો ના જવાબ આપી શકે છે.

ઘણી વખત વિધેય વિશ્વદ્રષ્ટિની સ્થીતિમાં રહેવાથી કંટાળી જાય છે અને વારંવાર પુછતાંએ સવાલોનો જવાબ આપી શકતો નથી, તો આવા સમયે વિધેયને વધારે ગભરાટમાં નહિ નાખતાં તેને એકદમ જાગૃત કરવો. અને તે જાગ્રત કરવાને માટે ઉપર જેમ માર્જન કરતા હતા તેથી ઉલટી રીતે શરીરના પછવાડેના ભાગ તરફ આગળની માફક હાથ કરી પ્રથમ પગની પાસેથી હાથ લઇ ધીરેધીરે માથા સુધીલઇ જવો. એમ પાંચ મીનીટ માર્જન કરશો કે વિધેય જાગ્રત થઇ પોતાની આંખો અત્યાર સુધી બંધ રાખી બેઠો હતો તે ઉગાડી જાગ્રત અવસ્થામાં આવશે.

આવી રીતે માર્જન તેની આંખો ખુલે ત્યાં સુધી કર્યા બાદ જો તેનામાં ખુરશી ઉપરથી ઉઠવાની તાકાત ન આવે તો ગુલાબજળ પાસે રાખવું તે છાંટવું. આ વખતે વિધાયકે નાહ ગભરાતાં પોતાના હૃદયમાં દૃઢસંકલ્પ કરવો

વો કે હું હમણાં વિધેયને જાગ્રતીમાં લાવી સાજો બનાવી દેઉં છું. એમ કલ્પના કરતાં જવું ઉલટું માર્જન કરવું અને ત્યાં આસપાસ બેઠેલાં પ્રેક્ષકો ને એકદમ દુર કરવા અને મકાનના બારી બારણાં ખુલ્લા કરી નાખવાં થોડી પાછી હવાના રજકણો અંદર પ્રવેશ કરશે એથી વિધેય જાગ્રત થશે.

અત્રે થોડો ખુલાસો કરવાની જરૂર છે કે, જે વિધાયક નિસ્વાર્થી બ્રહ્મચર્ય પાળનાર સત્યવકતા હોય તેજ વિધાયક વિધેયને વિશ્વદ્રષ્ટિમાં લાવી શકે છે વળી વિધેય પોતાના કુળના લોહીનો જો હોય તો તે જલદીથી વિશ્વદ્રષ્ટિમાં આવી શકે છે.

---

## પ્રકરણ છઠ્ઠું.

---

### મેસમેરીઝમથી રોગો પણ દુર કરી શકાય છે.

આ વિધાના બળથી દરેક રોગ મટાડી શકાય છે. આવી સ્થિતિ એ પહોંચનાર વિધાયક નિર્વિકલ્પ સ્થિતિને પહોંચેલ હોવો જોઇએ. પરંતુ સાધારણ સ્થિતિએ પહોંચેલો વિધાયક પણ નીચેની રૂલથી સામાન્ય રોગોને કહાડી શકે છે.

પ્રથમ—જે દરદીનો તેના દરદથી મુકત કરવાનો હોય

તે દરદી જો ખુરશી ઉપર બેસી શકે તેવી સ્થિતિ ઉપર ન હોય તો તે દરદીને ચોખ્ખા અને સ્વચ્છ બીછાના ઉપર સુવાડવો અને તેની આસપાસ સુગંધીત પદાર્થોના ધુપ કરવો અને તેના પડખે વિધાયકે બેસવું અને દરદીની બન્ને આંખોની વચ્ચેના ભાગ ઉપર દ્રષ્ટી લગાડવાથી અને તેજ વખતે વિધાયકે હૃદયમાં દ્રઢ સંકલ્પ કરવો. હું આ દરદીની આંખો મીંચાડી શકીશ અને નિંદ્રા અવસ્થામાં લાવી શકીશ અને પછીથી સંકલ્પ કરવો કે હું મારા માર્જનના બળવડે મારા હાથની ક્રિયાની હવાથી અંદરના રજકણો કે જે રજકણો આ દરદીના દરદને કહાડી શકે તેવા રજકણો આ દરદીના શરીરમા દાખલ કરૂં છું, એમ કરી ફરીથી માર્જન કરવું આમ આશરે પંદરથી વીશ મીનીટ સુધી કરવામાં આવ્યા બાદ દરદી સુઇ જશે. અને ત્યારબાદ જેવી રીતે સાદા વિધેય ઉપર ક્રિયા કરવી અને તેને ઉપર જણાવ્યા મુજબ અનુવૃતિ જેટલી સ્થિતીએ લાવવો. અને પછી ઉલટું માર્જન કરીને દરદીને જાગૃત અઅવસ્થાંમાં લાવવો. આવી રીતનો પ્રયોગ ટાઇમ સર દિવસમાં એક વખત એવી રીતે આઠ દિવસ કરવાથી દરદી રોગ મુકત થઇ જશે, જો આટલી મુદતમાં અડચો ફેર પડે તો પ્રયોગ વધુ દિવસ લંબાવવો.

વળી યાદ રાખો કે જે વખતે દરદીના માથાથી તે

પગ સુધી માર્જન કરવામાં આવે તે વખતે વિધાયકે પોતાના હાથની મુઠી સાથ વિધેયને માર્જન કરતી વખતે વાળે છે તેમ આ દરદી વિધેય ઉપર માર્જન કરતી વખત વાળવી નહિ પણ હાથને દરદી વિધેયના પગ તળીઆના આંગળાં પાસે જતાં ઝાટકી નાખવી. ફેર માથે હાથ લાવીને માર્જન કરવું. આ ક્રિયાને ઝટકાપાસ કહે છે, આવી રીતે રોજ અડધો કલાક હંમેશ દરદી ઉપર ક્રિયા કરીને દરદીને જાગ્રત કર્યા બાદ તે ઓરડામાંથી બીજા ઘરમાં બારી બારણાં ખુલ્લાં મુકી સ્વચ્છ હવામાં સુવાડવો અને અને પછી વિધાયકે ત્યાંથી ઉઠી ગાયનું દુધ પી જંગલમાં ફરવા જવું. આવી રીતે વિધાયક જો ના કરે તો રોગીનો રોગ પોતાને થવા સંભવ છે.

બાળકનો રોગ કહાડવો હોય તો તેની માતાના ખોળામાં નાંખી માર્જન કરવું, યા ઉજણી નાંખવાને સારૂ મોર પીછીઓ ભેગી કરી. ઉપર કહ્યા મુજબ ને દરદીના રોગ કહાડવા દરદી ઉપર માર્જન કરવામાં આવે છે તેવી રીતે મા મોર પીછીઓ ઉપર દ્રઢ સંકલ્પથી દશ પંદર દિવસ એકાંતમાં માર્જન કરવું અને માર્જન કરતી વખત એક સંકલ્પ કરવો કે આ પીછીમાં બાળકોના દરેક જાતના રોગ કહાડવાની શકિત મુકુ છું. આવી રીતે ઉપર જણાવ્યા મુજબની મુદત સુધી કર્યા બાદ તે પીછીની ઝુંડીન

રેશમી કપડામાં વીંટીને મુકી રાખવી આવી રીતે કેટલાક લાકડીઓ ઉપર, પાણી ઉપર અને બીજી વસ્તુ ઉપર માર્જન કરી રાખે છે અને જ્યારે જ્યારે જરૂર પડે છે. ત્યારે તેનો ઉપયોગ કરે છે.

આવી રીતે જાનવરો ઉપર અને બીજા જીવો ઉપર મેસમેરીજમ થઇ શકે છે. વાઘ અને બકરીને સાથે પાણી પાઇ શકાય છે. હાથી, તેમજ બીજા જાનવરોએ પણ મેસ્મેરીઝમથી સંપુર્ણપણે વશ કરી શકાય છે.

છેવટે આ વિદ્યાનો જો તેમ સંપુર્ણપણે અને ખાર વિશ્વાસથી ઉપર જણાવ્યા મુજબ અનુભવ કરશો તો તમો જરૂરથી આ વિદ્યા ઉપર કાબુ મેળવી શકશો. અને તમારા મનમાં ધારેલી દરેક ધારણા તમે અમલમાં લાવી શકશો. યોગવિદ્યાનો આ એક ભાગ છે અને આ વિદ્યાનો પ્રાચીન કાળમાં અનેક ઋષિમુનીઓ, ગ્રહસ્થો અને બીજા ઇતરવર્ગ પણ અભ્યાસ કરતા હતા. જેથી હજારો માણસો ઉપર કાબુ પણ રાખતાં.



## પ્રકરણ ૭ મું.

### વિધેયને શુદ્ધિમાં લાવવાની રીત

ઉપર જણાવ્યા મુજબ જ્યારે વિધેય ઉપર પ્રયોગ સંપુર્ણપણે પુરો થઇ ગયો હોય અને ત્યારબાદ વિધેયને જ્યારે શુદ્ધિમાં લાવવો હોય ત્યારે નીચે જણાવ્યા મુજબ વિસર્જન માર્જન કરવું. પ્રથમ જણાવ્યા મુજબ પહેલાં એ વિદ્યા કરવાની જરૂર હોય છે કે મનમાં એવો મજબુત સંકલ્પ કરવો કે વિધેય શુદ્ધિમાં આવે અને સાવધ થઇ જાય. અને દ્દઢ વિચારની સાથે બે હાથે તાળી પાડી કહેવું કે ઉઠ. એથી વિધેય શુદ્ધિમાં આવશે અને જ્યારે વિધેય ઉઠયો હોય છતાં તેની આંખો માથું ભારે લાગતું હોય તથા શરીર મચકાતું હોય તેમજ ભારે લાગતું હોય તેમ જણાય તો તેના ઉપર જણાવ્યા મુજબ દ્દઢ સંકલ્પ સાથે વિસર્જન માર્જન કરતાં જવું, મુખ ઉપર ગુલાબજળ યા ઠંડુ પાણી છાંટવું. આંખો ઉપર હાથ ફેરવવો, તેમજ તેને શાંતિથી બેસવા દેવો. ને જ્યારે વિધેય શાંત થાય અને હુંશીઆર થઈ જાગૃત થાય ત્યારેજ તેની પાસેથી વિધાયકે ચાલી જવું.

જ્યારે વિધાયક વિધેય ઉપર વિસર્જન માર્જનની વિધી કરતો હોય તે વખતે આ વિદ્યામાં જેને શ્રદ્ધા ના હોય તેવાને તેમજ બીજા વિધાયકને પાસે ઉભા રાખવા

કારણ કે કેટલાક વખત આવા માણસોના મનના ખોટા વિચારથી કે પ્રભાવથી વિધેય ઉપર ઉલટી અસર થઇ જાય છે. જેથી વિધેય શુદ્ધિમાં જલદીથી આવી શકતો નથી. તેવા વખતે વિધાયકે શાંતપણે લગાર પણ ગભરાયા વગર કે કોઇપણ જાતનો ભય રાખ્યા વગર ધીરજ રાખી બહુજ મજબુત મનના થઇ વિધયને એકાંતમાં લેઇ જઇ માર્જન કર્યા કરવું કદાચ ગમે તેટલો વધુ વખત લાગે છતાં વિધાયકે ગભરાઇ જવું નહિ પરંતુ શાંત ચિતે વિસર્જન માર્જન ચાલુ રાખવું તેથી આખરે વિધેય શુદ્ધીમાં આવશે

આવા કટોકટીના વખતે ડોકટર કે બીજા વિધાયકની કદાચ સહાય લેવી નહિ,

ખાસ વિધાયકે ધ્યાનમાં રાખવા જેવી બાબત તો એ તે કે સંપુર્ણ શુદ્ધિમાં લાવ્યા સિવાય વિધાય કે વિધેયને એકલો મુકી દેવો જોઇએ નહિ, વળી કેટલીક વખત વિલય કેટલીક વખત જાગ્રત થતાં થતાં ગાંડા માણસ ની માફક લવરી કરે. હસવા લાગે જવાબ આપે નહિ. તેમજ બીજા અનેક પ્રકારના ચાળા ચટકા કરે. તો પણ ડરી નહિ જતાં વિધાયકે વિસર્જન માર્જન કરી. તેને શુદ્ધિ માં લાવવો અને વિધાયકે સંપુર્ણ દ્રઢ સંકલ્પ વાળા થવું જોઇએ.

આ વિદ્યાની અસર ૧૪ વરસથી નાની ઉમરના બાળકો ઉપર જલદી અસર થઇ શકે છે.

## પ્રકરણ ૮ મું.

### હિપ્નોટીઝમ યાને પ્રાણાકર્ષણ વિદ્યા.

હિપ્નોટીઝમ અને મેસમેરીઝમ એ બન્ને વિદ્યાઓમાં ઘણુંજ સમતોલ પણું છે. જે ક્રિયાથી મનની એકાગ્રતા કરી હાથવડે વિધેય ઉપર માર્જન કરી ઉંઘમાં લવાય છે તેને, મેસમેરીઝમ યા પ્રાણવીનીયમ કહે છે. જ્યારે મોંથી બોલી વિધેયને ઉંઘમાં લાવવાના પ્રયોગને હીપ્નોટીઝમ યા પ્રાણાકર્ષણ કહે છે. મોંઢેથી આજ્ઞા કરી જણાવવું કે આમ કર, તેમ કર, ઊંઘી જા, જા પેલા તલાવમાંથી પાણી પી—વીગેરે દ્રઢ સંકલ્પ પૂર્વક સુચના આપવાની ક્રિયાને હીપ્નોટીઝમ કહે છે.

હિપ્નોટીઝમનો પ્રયોગ કરનાર દરેક માણસે મેસમેરીઝમની માફક ત્રાટક સાધવાની જરૂર છે. એટલે દૃષ્ટિ સ્થીર રાખવાનો પ્રયોગ પ્રથમ સિદ્ધ કરવો જોઇએ. વળી આ પ્રયોગની અંદર સફળતા મેળવવા ત્રાટક ઉપરાંત દૃઢ ઇચ્છા-શક્તિ અને દ્રઢ સંકલ્પ-બળ પણ કેળવવું જોઇએ અમુક વસ્તુ આમ થવીજ જોઇએ, આ માણસે આમ જઇ-આવી આ પ્રમાણે હું કહું તેમ બોલવુંજ જોઇએ, રાત કહું તો રાત કહેવીજ જોઇએ. વીગેરે બળ પણ કેળવવાની ખાસ જરૂર છે.

મેસમેરીઝમના પ્રકરણો જેમ પ્રયોગ કરનારને વિધાયકના નામથી, અને જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તેને વિધેયના નામથી ઓળખાયા છે. તેવાજ રીતે આ પ્રયોગ જેના ઉપર કરવાનો છે તેને વિધેયના નામથી ઓળખવો.

## પ્રકરણ ૯ મું.

### હીપ્નોટીઝમનો પ્રયોગ શી રીતે કરવો તે બાબત.

ત્રાટક સિદ્ધ થયા પછી (ત્રાટક કેમ સિદ્ધ કરવું તે બાબત-મેસમેરીઝમના પ્રકરણમાં બતાવવામાં આવી છે.) વિધેયની પરિક્ષા કરવી. વિધેય આ વિદ્યામાં વિશ્વાસુ અને શ્રદ્ધાવાળો હોવો જોઇએ. ત્યાર બાદ સ્વચ્છ અને શાન્ત ઓરડામાં ખુરશી ઉપર કે શુદ્ધ બીછાના ઉપર વિધેયને બેસાડયો હોય તો વિધાયકે પોતાના બે ઘુંટણ વચ્ચે તેના ઘુંટણને ઘુંટણ અડાડીને ટટાર થઇને બેસવું. મુખ ગંભીર રાખવું. પછી વિધેયને વિધાયકની પોતાની આંખો સામે બરોબર એકી ટસે જોઈ રહેવા કહેવું અને તે વખતે આડી અવળી નજર ના કરવી કે બીજા કશામાં ધ્યાન ન આપવાને તેને સમજાવું. પછી તેને પોતાના કબજે લેવાનો દ્રઢ સંકલ્પ કરીને વિધાયકે પોતાની બંન્ને આંખોને વિધેયની બંન્ને આંખોની ભ્રમરના મધ્યમાં નાકના મૂળ ભ્રકુટી ઉપર

અથવા તો વિધેયની ડાબી આંખ ઉપર લગાડી એકી ટસે તેજ જગ્યાએ ત્રાટક કરી રહેવું.

આમ કરતી વખતે વિધેયની આંખમાં બળતરા બળે કે આંખ મીંચાઇ જાય યા ઉંઘ આવે તો ઉંઘી જવાને પહેલેથી કહી મૂકવું. પછી વિધાયકે વિધેય પુરેપુરી રીતે ઉંઘમાં આવી જાય ત્યાં સુધી પોતે તેની ભ્રકુટી ઉપર ત્રાટક કરી રાખવો.

વિધેય ઉંઘી જાય એટલે તેના બંન્ને હાથ વિધાયકે પોતાના બંન્ને હાથમાં લેવા. વિધેયની હથેલીની પીઠ ઉપર વિધાયકની હથેલી આવે. અને તેની આંગળીઓ અને અંગુઠો પોતાની આંગળીઓની વચમાં આવી જાય, તેવી રીતે તેનો હાથ ઝાલવો. પછી ધીમે ધીમે હથેલી અને આંગળીઓ તેને ઇજા ન થાય તેમ દબાવવી. આ વખતે પણ વિધાયકે દૃષ્ટિ તો તેની ભ્રકુટી ઉપરજ રાખવી. અને મનમાં દૃઢ સંકલ્પ કર્યા કરવો કે વિધેય ઉંઘમાં પડે છે. કેટલાક વિધાયકો પોતાના હાથમાં વિધેયના હાથની મુઠી શરૂઆતથીજ પકડે છે. અને તેને ઉંઘવાનો સંકલ્પ કરી તેની ભ્રકુટી સામે ત્રાટક કરી રહે છે. આમ ૧૫ થી ૨૦ મીનીટ થતાં વિધેય ઉંઘી જાય છે. વિધેય ઉંઘમાં પડતાં તેની આંખો મીંચાઈ જાય છે, અને તેનું માથું પાછળ ઢળી પડે છે.

આમ થાય એટલે વિધાયકે વિધેયના હાથ ધીમે રહીને તેના પગ ઉપર મુકી દેવા. અને પછી પોતાના જમણા હાથની મૂઠી વાળી વિધેયની આંખો સામે પાંચ સાત મીનીટ ધરી રાખીને પોતાની ખુરશી ઉઠાવી લેવડાવવી. આથી વિધેય ઉંઘમાં પડે છે. પછી વિધાયકે વિધેયના માથેથી તે શરીર ઉપર થઇ પગ સુધી ઉપર બતાવ્યા પ્રમાણે પાંચ દસેક મિનીટ સુધી માર્જન કરવું. આથી વિધેય વધુ ઉંઘમાં પડે છે. આ વખતે તેનો એકાદ હાથ ઉંચો કરી નીચે મુકતાં તરતજ પડી જાય અથવા તો જ્યાં રાખ્યો હોય ત્યાં રહી શકે. તેવો થઇ જાય તો જાણવું કે આ પ્રયોગની તેના ઉપર અસર થઇ છે.

વિધાયકે પોતાનો સંકલ્પ જાળી રાખી વિધેયની પાસેથી ખસવું નહિ. તેમ તેને કોઈ અડકે નહી તેવી સુચના દરેકને પ્રથમથી કરી દેવી. આ પ્રમાણે પ્રયોગ કરવામાં જો વિધેયને ગભરામણ જેવું થાય કે તે વિધાયકના કહેવા પ્રમાણે ન વર્તતાં ઉલટો વર્તે તો તેને વિસર્જન માર્જન કરી જગાડી દેવો.

આ સિવાય વિધેયને ઉંઘમાં લાવવાની બીજી ઘણી રીતો છે, વિધેયને પોતાની આંખો સામે જોઇ રહેવાનું કહેવાને હીપનોટીઝમ બોલ વાવે છે. તેના સાસુ અથવા

તો સોટીને છેડે સફેદ ચળકતી ખોળી બેસાડેલી હોય તો તે ખોળી તરફ જોઈ રહેવાનું વિષયને કહે છે. પછી તે સોટીને કે લોલકને ધીમેથી ગોળ ચકકર ફેરવવો. અને વિષયે તે ખોળી ઉપરથી નજર ખસેડી, નહિ અને ઊંઘી જવાનો વિચાર કરવો આમ કરવાથી પણ વિષયને ઊંઘમાં લાવી શકાય છે

## પ્રકરણ ૧૦ મું.

### મૂર્છામાં લાવી સવાલો પુછવા બાબત.

વિષયને ઉપર જણાવ્યા મુજબ ઉંઘમાં લાવતાં આવડે ત્યારે સમજવું કે હીપ્નોટીઝમની વિદ્યા અડધી આવડી. ઉંઘમાં વિષયની પાચન શકિત બરાબર કામ કરે છે. આવા પ્રયોગથી વિષય વિધાયકને વશ થઈ રહેછે. પછી વિષયને પોતાનું મનોબળ કે શરીરબળ રહેતું નથી. પણ તે સર્વ વિધાયકના કબજામાં રહેછે. ઉંઘ આવ્યા પછી વધુ માર્જન ઉપર જણાયા મુજબ કરવાથી વિષય મુર્છીત સ્થીતીમાં આવી જાય છે. આવી સ્થિતિ થવા બાદ વિષયને પોતાનું રક્ષણ કરવાની શકિત રહેતી નથી. તેવે વખતે હવાના સત્વો દુર કરવા વિધાયકે પોતાનું સંકલ્પબળ વાપરવુ

ધુગ વીગેરેથી સ્થળ સ્વચ્છ રાખવું, મૂર્છા એ ગાઢ સુષુપ્તિ જેવી છે મૂર્છાની સ્થિતિમા લાવતાં ઓપરેશન વીગેરે ક્રિયા કરવાથી તેને દુઃખનુ ભાન રહેતું નથી પરંતુ જેજે સવાલો પુછવામા આવે છે તેનો વ્યાજબી જવાબ તે આપે છે પોતાની આંખો બંધ હોવા છતા જાણે અમુક વસ્તુ જોઇનેજ જવાબ ના આપતો હોય તેમ જણાય છે વિધાયકના સ્વર સિવાય બીજા કાઇનો શબ્દ સાંભળતો નથી બીજા રોગીના રોગ મટાડવાના ઉપાયો બતાવી શકે છે કોઇના માથાના વાળ વીંટી કે હાથના અક્ષરો જોઇ તેના ગુણનું વર્ણન કરી બતાવે છે

હરેક માણસમા તેજ, જ્યોતિ કે શકિત રહેલા છે જે સ્થુલ આંખે જોઇ શકતી નથી. આ પ્રમાણેની જ જોરાવર આકર્ષક શકિત વિધાયકના શરીરમાથી વિધેયના શરીરમા પ્રવેશ કરે ને અને તેના આત્મા વિધાયકના આત્માની સાથે મળી શકે છે, તેથી વિધેય પોતાના જ્ઞાનથી શુન્ય થઇ વિધાયકને સંપુર્ણ તાબે થાય છે. આવી આકર્ષણ શક્તિને **એનીમલ મેગ્નેટીઝમ યા મોહિની શક્તિ કહે છે.**



# પ્રકરણ ૧૧ મું.

## અનુવૃત્તિ સ્થિતિ.

મૂછા અવસ્થામાં થયા બાદ માર્જન કરવાથી વિધેય અનુવૃત્તિ સ્થીતિમાં આવે છે. અને આવી રીતે વિધેય વિધાયકને સંપુર્ણપણે વશ થય જાય છે. પછી વિધાયક ચેષ્ઠા કરે છે તેમ વિધેય પણ કરે છે. વિધાયક હાથ હલાવે તો તે પણ હાથ હલાવશે. વળી વિધાયક કોલસા આપી કહે કે આ લાડુ છે તે ખાઈ જા; તો તે લાડુ સમજી ખાઈ જશે. અને પુછતાં લાડુજ ખાધા છે, તેવું કહી આપશે. જમીન હશે ને કહે કે જા પેલા તલાવમાં માંછલાંને ચણા નાંખ, તો જમીનને તલાવ સમજી ચણા નાંખવા મંડી પડશે- વળી વળી વિધાયક કહે છે કે ચાલો બલુનમાં બેસી દિલ્હી, આગ્રા વગેરે જઇએ ત્યારે બલુનમાં બેસી દરેક શહેરમાં ફરતો હોય તેમ જણાશે, આવી રીતે પાણીને દુધ સમજી પી જશે. વીગેરે વીગેરે ચમત્કારો ઘણા કરી બતાવશે.

આ વખતે વિધાયકે દ્રઢ સંકલ્પ રાખ્યાજ કરવો. જેટલી તેમાં ન્યુનતા તેટલી પ્રયોગમાં ખામી આવશે. તેવું સમજવું. વળી અનુવૃત્તિ સ્થીતિમાં જે ક્રિયા કરાવવામાં આવે છે. તે ક્રિયાનું ભાન વિધેયને જાગ્યા પછી રહેતું નથી.

આવી રીતે મદારીઓ મોટી સભામાં કામ કરનારા ઘણા લોકો પોતાના પ્રાણબળથી ઘણા માણસને અનુવૃત્તિમાં લાવી શકે છે.

અનુવૃત્તિની સ્થિતિ થયા બાદ વિષેયને આગલા મેસ્મેરીઝમના પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે વિશ્વદૃષ્ટિમાં લાવી શકાય છે. પરંતુ તે સ્થિતિમાં વિષેયને લાવનાર વિધાયક સંપૂર્ણ બળવાળો હોવો જોઈએ. એ સ્થિતિમાં કેટલીક વખતે વિષેય મરણ પામે છે. જેથી તે સ્થિતિનું વર્ણન આગલા પ્રકરણમાં આપ્યું છે. તે પ્રમાણે વર્ણન કરવું.

---

## પ્રકરણ ૧૨ મું.

### વિષેયને જાગ્રત અવસ્થામાં લાવવા બાબત.

પ્રયોગ પુરો થઇ ગયા બાદ વિષેયને જાગ્રત અવસ્થામાં પાછો લાવવો જોઇએ, તેવે વખતે વિધાયકે પોતાના દૃઢ સંકલ્પ બળથી મનમાં ઇચ્છા કરવી કે વિષેય જાગૃત થઇ પોતાની અસલ સ્થિતિમાં આવે અને એમ દૃઢ સંકલ્પ રાખી વિસર્જન માર્જન કરી બે હાથે તાળી પાડી કહેવું કે ઉઠ. આમ કરવાથી વિષેય જાગ્રત થશે. અને જો જાગ્યા બાદ તેની આંખો માથું વીગેરે ભારે લાગતું હોય તો ગુલાબજળ ઠંડુ પાણી વિગેરે છાંટવું અને જ્યારે સંપુર્ણ રીતે હુશીઆર થાય. ત્યારેજ વિધાયકે વિષેયની પાસેથી ખસવું.

આ વખતે આ વિદ્યામા અશ્રદ્ધા રાખનાર માણુસને પાસે બેસવા દેવો નહી તેમ વિધેયને હાથ લગાડવા દેવોનહી

કદાચ એવું પણ બને છે કે કોઇ વખતે વિધય–વિધાયકનું કહેવું માનતો નથી અને નથત અવસ્થામા આવતા નથી, તેજ વખતે વિધાયક બીલકુલ ગભરાયા વગર વિસર્જન માર્જન ચાલુ રાખવું, સંકલ્પ બળમાં પત્થર જેવા મનના થઇને કામ કરે જવુ. જેથી આખરે વિધેય જાગ્રત અવસ્થામાં આવી જશે.

આ બન્ને વિદ્યાઓનો સંપુર્ણપણે માણુસ જો કાબુ મેળવી શકે તો હજારો લોકોને ફકત એક નજરથીજ વશ કરી શકે છે, દરદીઓના દરદો મટાડી શકે છે અને જન સમાજને અનેક પ્રકારનાં સુખ આપે છે.

ફકત સ્વાર્થવૃત્તિથી કે બીજી કોઇ લાગણીથી ઉશ્કેરાઇ આ વિદ્યાનો દુરઉપયોગ ના કરવો

---

નોંધ—પરસ્તાવનામાં બીજે પાને જે ઉદ્યોગ હુન્નરો દવાઓ વગેરે આ પુસ્તકમાં છે એમ લખ્યું છે તે ભુલમાં છપાયું છે. આ બે વિદ્યાઓ સિવાય કશુંજ લખાણુ આ પુસ્તકમાં નથી.

જ્ઞાનનો ભંડાર અને ધન પ્રાપ્તિ કરાવનારા

અનેક કીમીયાથી ભરપુર

# ગુપ્તવિદ્યા અને ચમત્કારિક વસ્તુભંડાર

જેમાં મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, સોનું રૂપું બનાવવાના કીમીયા, ૫૦૦ નાના મોટા હુન્નર ઉદ્યોગો. જાહેરાત સંબંધી લેખો, પેટન્ટ દવાઓ. સામુદ્રિક શાસ્ત્ર. તંત્ર-મંત્ર વિદ્યાઓ આ ઉપરાંત અનેક વિષયોથી ભરપુર. દરેક કુટુંબમાં રાખવા લાયક આ પુસ્તક છે

આ પુસ્તકમાંની એકાદ વિદ્યા કે એકાદ હુન્નર આ ઉદ્યોગ જાહેરાતના કોલમમાં બતાવ્યા મુજબ શરૂ કરો તો માસિક હજારોની આવકવાળા થઈ શકશો

આ પુસ્તક કળદાર, પાકું પુઠું અને ઘણી મહેનતે તૈયાર કરેલું છતાં કિંમત માત્ર રૂ. ૩-૬-૦

આજેજ લખો—

પા. મંગળદાસ ઇશ્વરદાસ.
સરસપુર, પોસ્ટ રેલવેપુરા
અમદાવાદ.